શિશુ સાહિત્યમાળા પુષ્પ ૪૯ મું

# અ ગા શી

લેખકો

વજુભાઈ દવે — ગોવિંદભાઈ ઠાકર

પ્રકાશક

જેચંદ તલકશી એન્ડ સન્સ

એમ્પાયર બીલ્ડીંગ, હોર્નબી રોડ,

મુંબઈ

કિંમત ૦—૩—૦

આવૃત્તિ પહેલી ∴ સને ૧૯૪૦



શિશુ સાહિત્યમાળા

સંપાદક

વજુભાઈ દવે

એલિસબ્રિજ : અમદાવાદ

મુદ્રક : મનુભાઈ અમૃતલાલ શેઠ, સ્વાધીન મુદ્રણાલય, રાણપુર, છાપ્યું અને એ. જે. દોશી, જેચંદ તલકશી એન્ડ સન્સ, મુંબઈ તરફથી પ્રગટ થયું.

# અગાશી ઉપરથી

અલ્યા! આપણે તો અગાશી ઉપર આવી ગયાં!
કેવી મજા!
આમ તો જો. અહીંથી કેટલું બધું દેખાય છે?
સુંદર મજાનાં છાપરાં.
લાંબા લાંબા રસ્તા.
રસ્તા પર મોટરો દોડી જાય.
માણસો આવે ને જાય.
આવે ને જાય. માણસનો તો પાર જ નહિ.
આ બાજુ જુઓ તો ઘર.
પેલી બાજુય ઘર–ઘર–ઘર–ને ઘર.
બધાં ઘર નાનાં નાનાં.
માણસોય નાનાં ને મોટરોય નાની!
બધું નાનું નાનું દેખાય.

અલ્યા ! અગાશી ઉપરથી તો કેટલું બધું દેખાય છે ?

રમેશના બગીચાના ગુલાબ તો જો.

વસુબહેનનો માળી પાણી છાંટે છે એય દેખાય છે.

આમ નજર નાંખીએ તો ગામની નદી દેખાય.



આમ નજર નાંખીએ તો પુલ દેખાય.

દૂર દૂરના ડુંગરાય દેખાય છે.

અને ઊંચું જોઈએ તો આકાશ કેવું સરસ લાગે છે !

નીચે નજર નાંખીએ તો જાણે પડી જવાશે !

આ અગાશી ઉપર તો ભારે મજા પડે છે !

અહીંથી બધુંય દેખાય છે.

ચારે બાજુ નજર જાય છે.

અગાશી બહુ મજાની !

આવો આવો અહીં જ બેસીએ.

અહીં જ વાંચીએ.

અહીં જ રમીએ.

# શું જોઈએ છે ?

બરફી ખાવી છે ? તો જાવ સૂરત.

સિંહ જોવા છે ? તો ભટકો ગિરનારમાં.

પટોળાં પહેરવાં છે ? તો ઉપડો પાટણ.

પતરાળાં જોઈએ છે ? મંગાવો ડાકોરથી.

બાંધણી ગમે છે ? મંગાવો જામનગરથી.

કાગળ જોઈએ છે ? મંગાવો બારેજડીથી.

સાબુ જોઈએ છે ? વઢવાણથી મળશે ખરો, પણ મંગાવોને કપડવંજથી જ.

રમકડાં તો મહુવાનાં જ ઠીક પડશે.

હલવો તો મુંબઇનો જ સારો.

કેળાં તો પાલગઢથીજ મંગાવજો.

હાફુસ તો વલસાડની અને મહુવાની જ.

ઘોડે ચડવું હોય તો જજો માથેરાન.

પણ ઘોડાં તો કાઠિયાવાડનાં જ.

# મેલ ટ્રેન

બકુલ, તારે ગાડીમાં બેસવું છે ?

ચાલ, બેસી જા.

વળગી પડ મારે ખભે.

બરાબર પકડજે હો.

જો ગાડી ઉપડે છે.

પી...ઇ...પી

ભ...ખ છુ...ક

ભ...ખ છુ...ક

જોજે હવે ગાડી જોરથી ચાલે છે.

છુક્ છુક્ છુક્ છુક્

છુક્ છુક્ છુક્ છુક્

બકુલ, જો મારા હાથ પૈડાંની જેમ જ ચાલે છે ને ?

એમ ત્યારે.

એય પુલ આવ્યો. પુલ આવ્યો.

ધમ ધમ ધમ ધમ;
ધમ ધમ ધમ ધમ.

આ મુંબઈ ગયું, કલકત્તા ગયું, દિલ્હી ગયું.
આ તો મેલ છે મેલ.
ક્યાં ય ઊભો નહિ રહે.
સીધો અમદાવાદ જ જવાનો.
અરે બકુલ, ઝાલ ઝાલ બરાબર.
આ તો ડુંગરમાંથી ગાડી ચાલી.

સડ સડ સડાક,
સડ સડ સડાક,
સડ સડ સડાક.

અમદાવાદ દેખાયું અમદાવાદ દેખાયું.
પણ હજી હાથ નથી પાડયો લે.
ગાડી શી રીતે ચાલશે ?
સીટી વગાડવા દે.
પી....ઈ...પીપ્
ફુ....ઉ...ઉ



અરે, સ્ટેશન માસ્તર બહેરા છે કે શું ?

સાંભળતાય નથી ?

જોસથી સીટી વગાડવા દે.

કુ...ઉ...કુ...ઉ

બકુલ, તુંજ તારો હાથ આમ કરીને આમ પાડી દે એટલે ગાડી ચાલે.

સ્ટેશન આવ્યું

ગાડી ઊભી રહી.

ચલો, ઊતરી જાઓ.

બકુલ, ચાલ ઊતરી જા.

જો ઘર આવ્યું.

પેલાં બા ઊભાં !

# આવા છોકરા કોને ગમે?

આંખમાં ચીપડા,
નાકમાં શેડા,
ગંધાતું મોઢું,
ગંદા દાંત,
પાવડા જેવા નખ,
હાથે મેલના થથેડા,
પગેય મેલના થથેડા,
ઝબ્બર વબ્બર કપડાં,
ઝબ્બર વબ્બર લટુરિયાં,
બોલવા ચાલવામાં કંઈ ઠેકાણું નહિ,
આવાં છોકરાં તે કોને ગમે?

૨૨૯૫૩

# આવાં છોકરાં સૌને ગમે ?

આંખ ? સાફ.

નાક ? સાફ.

મોઢું ? સાફ.

દાંત ? દાડમની કળી જેવા.

ઊજળા ઊજળા દૂધ જેવા.

વાળ ? સદાય હોળેલા જ.

હાથ ? રજ જેટલો ય મેલ નહિ.

પગ તો લાલ લાલ ઘૂમ જેવા. જાણે મેંદી મૂકી !

કપડાં ? રોજ ધોયેલાં. જરાય મેલાં નહિ. ફાટેલાં હોય તો સાંધેલાં. પણ ઝખર વખર તો નહિ જ.

બોલ તો એવા મીઠા કે ન પૂછો વાત.

ધીમે ધીમે, ચોખ્ખું બોલે. એવી મીઠી મીઠી વાતો કરે કે સૌને તે સાંભળવી ગમે.

આવાં છોકરાં કોને ન ગમે ?

# રવિવાર

ચાલો આજે રવિવાર છે.

નિશાળે બંધ.

ભણવાનુંય બંધ.

કામકાજે બંધ.

અરે પણ ચંદુભાઈ આવશેં ને કહેશે :

કેમ હજી ભણવા નથી બેઠા ? લાવો થેલી.

એક વાર્તા કહું.

તો હું કહીશ :

આજે શાનું ભણવાનું ?

તમને એટલી ય ખબર નથી ?

આજે તો રવિવાર છે.

રવિવારે નિશાળે બંધ ને ભણવાનુંય બંધ.

હરીશ ફરીશ ને લહેર કરીશ.

ચંદુભાઈ મનમાં ને મનમાં કહેશે : ઠીક ભાઈ ઠીક ! આજે રવિવાર પાળ્યો ?

પેલા માળી શું કરે છે ! ફૂલ વીણે છે લે.

એય કાના કાકા, શું કરો છો આજે ?

કેમ ભાઈ, બાને માટે થોડાં ફૂલ ચૂંટું છું. દેવસેવામાં જોશેને !

બા તે ગાંડી છે કે શું ?

તમને કહ્યું નથી કે આજે રવિવાર છે ?

આજે ફૂલ નહિ તોડવાનાં.

કોશ નહિ ચલાવવાનો.

અને રજા પાળવાની.

જાઓ ઘેર જાઓ ઘેર. આજે તો હરવાનું ફરવાનું અને લહેર કરવાની.

કાકા તમને ય એટલી ખબર નથી કે આજે તો રવિવાર છે.

માળી તોય ફૂલ ચૂંટતો હશે ને કહેશે :

જો ને ભાઈ ! આજે કહે છે રવિવાર છે ?

અરે, પણ બા ક્યાં ચાલી ? એક હાથમાં

પૂજનથાળ અને બીજે હાથે ઝારી છે. આ તો દેવ સેવા કરવા જાય છે શું ?

અરે, બા બા ક્યાં જાય છે તું ?

આજે દેવસેવા હોય ?

દેવ તો ક્યારના ય ફરવા જતા રહ્યા !

પેલો મોરલો આવ્યો હતો તેની પાંખે બેસીને !

બા કહેશે : અરે ગાંડીઆ તું આ શું બકે છે !

પણ બા, તને એટલી ય અકકલ નથી કે આજે તો રવિવાર છે ?

રવિવારે બધે રજા.

કામકાજ બંધ.

હરવું ફરવું ને લહેર કરવી !

બા તોય ટગર ટગર સામે જોઈ રહેશે, મરક મરક હસશે ને ટપલી મારી કહેશે :

જા, જા, ભાગી જા અહીંથી.

આજે રવિવાર શાનો ?

બાપુ ઑફિસમાં જવા તૈયાર થયા હશે. ત્યાં જવા દે.

કેમ રે ટીનુ, નિશાળે નથી ગયો કે શું ?

બાપુ, આટલું બધું ભણ્યા પણ એટલી ય ખબર ન પડી કે આજે રવિવાર છે ?

રવિવારે નિશાળે બંધ ને કામકાજે બંધ !

તમે નકામો ધક્કો શું કામ ખાઓ છો.

તે કરતાં ચાલોને આપણે ચિત્ર કાઢીએ. તમને કાગળ ને રંગરંગની પેન્સીલો આપીશ.

બાપુ જરા રૉફથી કહેશે :

અરે નાદાન, આજે તો રવિવાર હોય ?

ગુરૂવાર છે ગુરૂવાર.

કોણ કહે છે ગુરૂવાર ? તમે ને ?

અરે, બધા માણસો કહે છે.

ભલે કહે. એ શું સમજે.

માસ્તર રજા પાડે ત્યારે લોકો કહે રવિવાર.

ઑફિસો રજા પાડે ત્યારે લોકો કહે રવિવાર.

અને અમે રજા પાડીએ ત્યારે લોકો કહે ગુરૂવાર !

કેવા ખરાબ માણસો ?

સૌ જરા કહેજો કે આજે રવિવાર છે.

કામકાજ બંધ કરે.

નિશાળોય બંધ કરે ને

ઑફિસોય બંધ કરે.

આજે તો બસ હરવું ફરવું ને લહેર કરવી.

ચિત્રા કાઢવાં હોય તો ચાલો, નહિ તો હું આ ચાલ્યો એકલો !

બારી બહાર બાપુનો અવાજ સંભળાશે 'જોને છોકરો !'

## દેજો માબાપ



સવારથી સાંજ સુધી.
તડકામાં ને ટાઢમાં,
લાંબે સાદે બોલીએ છીએ,
"દેજો માબાપ."
કોઈ સાંભળે કે ન સાંભળે,
કોઈ આપે કે ન આપે,
કોઈને દયા આવે કે ન આવે, તોય, લાંબા લાંબા હાથ કરી, બોલીએ છીએ,
"દેજો માબાપ."
તેમ ન કરીએ તો જઈએ ક્યાં?
એકની આંખો ગઈ છે!

બીજાના પગ ગયા છે!
મહેનત મજૂરી થાતી નથી.
ઘેર બેઠાં કોઈ દેતું નથી!
શહેરમાં ફરીએ.
શેરીઓમાં ભમીએ.
પેટમાં ખાડા છે પણ ખાવાનું મળતું નથી.
શરીર ધ્રૂજે છે તોય, કપડાં મળતાં નથી!
માટે જ બેરો સાંભળે તેમ બાંગ નાખીએ છીએ કે—
"દેજો માબાપ."
હરિનો લાલ કોઈ જાગશે,
ભીડ અમારી ભાંગશે,
ત્યાં સુધી તો બોલ્યા કરશું,
"દેજો માબાપ"—"દેજો માબાપ."

# શું શોધો છો ?

'શું શોધો છો ?'

'ઇયળ.'

'શું કામ ?'

'શું કામ શું વળી ?' પાળવા.'

'કેવી રીતે પાળશો ?'



આ ડાંખળી હળવેક રહીને તોડી લઈશું. ડાંખળી પર એને રહેવા દઈશું.

'પછી ?'

'પછી પાંદડા, ડાંખળી, અને ઇયળ, મૂકશું એક કાચની બરણીમાં. બરણીનું મોઢું કાગળથી બાંધી દઈશું.'

'ઇયળ ભાગી નહિ જાય ?'

'ભાગે શેની ?'

'અરર–જો જો 'એમ કરતા. ઇયળ મરી જશે મરી.'

'એમ તે મરતી હશે ? '

' કેમ ન મરે ? હવા વિના કેવી રીતે જીવે.'

' કાગળ પર મોટા કાણા પાડશું.

કાણામાંથી હવા આવશે. બાલમંદિરમાં અમે ઘણી ય ઇયળો પાળીએ છીએ. કોઈ નથી મરતી.'

'ત્યારે લ્યો આ પાંદડાં. એને ખવરાવજો એને સાચવજો.'

'એ પાંદડાં એ નહિ ખાય.'

'ત્યારે શું ખાશે ?'

'આ છોડનાં જ પાંદડાં ખાશે.'

આકડાની ઇયળ આકડાનાં પાંદડાં ખાય.

એરંડાની ઇયળ એરંડાનાં પાંદડાં ખાય.

આકડાની ઇયળ એરંડો ન ખાય.

'એરંડાની ઇયળ આકડો ન ખાય. સમજ્યા ?'

સમજ્યા ભાઈ સમજ્યા. પણ ઇયળ પાળીને પછી કરશો શું ?

રોજ રોજ એને જોશું.

એનું ઘર સાફ રાખીશું.

એને તાજાં તાજાં પાંદડાં આપીશું.

ઇયળમાંથી કોશેટો થશે.

કોશેટામાંથી પતંગિયું થશે.



એ પતંગિયા સાથે છોડે છોડે ફરશું અને પંતગિયાનાં ગીતો ગાશું.'

'તમે તો પતંગિયાનાં ખરા દોસ્ત લાગો છો ?'

'ન કેમ હોઈએ ?

અમને તો પંતગિયાં બહુ જ ગમે.'

## તિજોરીવાળો

એક, બે, આઠ! પંદર! બાર! ઓહો હો! આટલા બધા પૈસા?

એક! બે! દસ! વીસ! ચૌદ! અધધધ! આટલી બધી પાઈઓ!

તે થાય જ ને! બાપુજી પૈસા આપે ને બા પૈસા આપે તે?

લાવને બધા પૈસા પેલી તિજોરીમાં મૂકું.

લોકો કહેશે: આ તે તિજોરી હોય! દીવાસળીનું ખોખું છે ખોખું!

તો હું કહીશ: છટ્ છટ્ એ તો જાદુઈ તિજોરી. ચાવી વિના ઊઘડે અને ચાવી વસાય એવી એમાં કરામત છે. તમે શું સમજો?

અરે, પણ રડે કોણ?

બચી બેન ? શું કામ ? ખાવાનું જોઈતું હશે ? ના ના, ઢીંગલી તૂટી ગઈ હશે ઢીંગલી.

મોટાભાઈ જેમ જઈશ ને કહીશ: બહેન રડીશ નહિ. એમાં શું ? ચાલ તને બે રૂપિયાની સુંદર ઢીંગલી અપાવું.

હવે તો હું પૈસાદાર છું.

જો આ રહી મારી તિજોરી !

*

પાટ પર ભૈયો આળોટતો હશે. તાપથી કપડાં કાઢી નાખ્યાં હશે અને તોય તેનું ગોળી જેવડું પેટ હાંફતું હશે તો કહીશ:

ઘામ લગતા છે ? લાવો પંખાને પવન ખાઓ.

ભૈયાજી કહેશે: પણ બાબુસા'બ પેસા જોઈએને ?

ઓહો ! એમાં શું ? બોલો કેટલા પૈસા જોઈએ છે ?

હવે તો હું પૈસાદાર છું.

જુઓ આ રહી મારી તિજોરી !

અરે, અરે, પણ દાદા ગામ ગયા છે ને ! દુકાને પૈસા કોણ ચૂકવશે ? ચાલ હું જ જાઉં.

મારી તિજોરી લઈને, દાદા નથી પણ હું તો છું ને ?

માથે દાદાની પાગડી મૂકી, ખભે ખેશ રાખી, જોડા પહેરી, લાકડી લઈ દાદા જેમ ચાલતો જઈશ પેઢી પર. જરા રૉફથી આડી અવળી સહીઓ કરીશ ને પછી મુનીમને કહીશ :

બોલો કેટલા પૈસા ચૂકવવાના છે ? જોઈએ તેટલા ગણી લ્યો. બે ચાર, સો ! પચાસ ! હજાર !

મુનીમ હસશે, ગુમાસ્તાઓ નવાઈ પામશે પણ હું તો દમથી કહીશ :



હસો છો શું ? શું મારી પાસે પૈસા નથી એમ ?

હવે તો હું પૈસાદાર છું હોં.

જુઓ આ રહી મારી તિજોરી !

ભાઈબંધો ભેગા થયા હશે તો ફુવારાં પાસે બેસશું અને ઉજાણી કરશું.

સુરુ, લઈ આવ દોસ્ત, શીંગ–સાકરીઆ.
કેટલા ?
કેટલા શું ? જોઈએ તેટલા.
એક મણ, જાને હવે.
પણ પૈસા ક્યાં ?
અંહ પૈસા પૈસા શું કરે છે ?
બોલી જા. કેટલા જોઈએ ?
ખબર નથી ?
હવે તો હું પૈસાદાર છું !
જોને આ રહી મારી તિજોરી!

# કૂબા કરીએ છીએ



'અલ્યા, ત્યાં શું કરો છો?'

'કૂબા કરીએ છીએ 'કૂબા'

રામભાઈ, આમ આવો. આમ આવો.

આ કૂબા તો જુઓ.

વાહ ભાઈ વાહ! તમે તો· અસલ ઘરજ બનાવ્યું છે ને!

બારણાં મૂકયાં છે. જાળીઓ મૂકી છે, અને મજેનો કોટ પણ બાંધ્યો છે કે શું?

ન કેમ બાંધીએ?

અમને બધું ય આવડે.

હા ભાઈ હા. તમને તો બધું ય આવડે.

તમે તો મોટા ઈજનેર.

આ પેલું શું છે?

એ તો નહાવાની ઓરડી.

એને પેલું શું?

પૂજાની ઓરડી. એ ઓરડી દાદાજી માટે.

અને આ?

એ છે રસોડું. જોતા નથી? ત્યાં તપેલી, વાડકા, થાળી ને એવું બધું છે તે?

ખરું, ભાઈ ખરું. તમે તો બધી ય સગવડ રાખી છે ને શું?

ન કેમ રાખીએ?

માટે જ કહું છું ને કે 'તમે તો ઈજનેર છો ઇજનેર.'

રમો. રમો. ભાઈ રમો. અને, એમ સરસ કૂબાં કરી લહેર કરો.

# દુનિયાનો રાજા

અરરર લે ?

ચકલાંને બાજ ખાઈ જાય છે તો ય ગરૂડને ભગવાન ન છોડે !

ઠીક છે. કાલે વાત.

દાદીને કહીશ:

વિષ્ણુ ભગવાનને કહેજો કે ગરૂડને છૂટા કરે. આ ચકલાંને બાજ ચાવી જાય છે તે.

દાદી કહેશે :

નાદાન છોકરા, ભગવાનને તે એવું કહેવાતું હશે ? એ તો મોટા કહેવાય.

તો કહીશ.

મોટા શાના ?

મોટા હોય તો બાજને રોકતા કેમ નથી ?

પણ દાદી કાંઈ નહિ. તમે ન કહેશો.

તમને તો ભગવાન બીવરાવે ને હાથ જોડાવે છે ખરું ને ?

હું જ કહીશ.

મને થોડી જ બીક લાગે છે ?

બહુ કરશે તો કહીશ લડવું હોય તો આવી જાઓ.

હું કાંઈ દાદી નથી તે બી જાઉં !

ફુકા ઘડીને તૈયાર રાખ્યા છે.

ભગવાન થોડું જ ચક્કર મારી શકે છે ?

એમના ચક્કર પહેલાં મારું ચક્કર.

ફુકાનો તાકીને એક જ ઘા અને મુગને ધબ દઈ હોઠો.

પરંતુ દાદી કહેશે :

ભગવાન તો આજે પાતાળનું રાજ કરવા જવાના છે.

તો તો કહીશ :

બહુ સારું. ભગવાનને કહેજો કે દુનિયાનું રાજ હું કરીશ. તમે જરાય ફીકર ન કરશો.

અને શું હું એમની પેઠે ઊભો જ રહીશ? એક જ જગાએ? એક જ ઓરડામાં? એક જ મંદિરમાં?

નહિ, નહિ. હું તો ચારે કોર ફર્યા કરવાનો. આખા ઘરમાં, ગામમાં ને આખી દુનિયામાં. સવારથી તે ઠેઠ સાંજ સુધી. દાદાના ઘોકાનો ઘોડો કરીને જોજોને તમે.

પણ દાદી, એટલું ભગવાનને ખાસ કહેજો કે લોકો મારાં દર્શન કરવા ભલે ન આવે પણ પ્રસાદ તો બધા મને જ ધરાવે હો.

## ભમરડાની આર

મેની ધાર, ને ભમરડાની આર.

ગમમમ...જોયું કે ?

મારો ભમરડો કેવો ઊંઘી જાય છે ?

હાથમાં લીધો હોય તો ગલગલીયાં થાય હો.



લેવો છે ? લઈ તો જો.

હમણાં આપું છું હો.

ગમમ... જોયું કે ? આ વખતે તો કચકચાવીને જાળી બાંધી હો.

લે. લે. હાથ ધર હાથ. હાથ બરાબર સીધો રાખજે હો. જોજે હાલતો કે ચાલતો. બરા-

બર ઊભો રહેજે હો. એવી મજા પડશે ને. કે ન પૂછો વાત; જોયું ને ?

કેવો સરસ ફરે છે ?

મને આવો જાળીવાળો ભમરડો બહુ ગમે. પેલા ચાવી વાળા ભમરડામાં તો કાંઈ નહિ. ચાવી આપીએ, અને ભમરડો ફરે તેમાં શું ?

આ તો જાળી વીંટવામાં જ ખુબી છે હો. વીંટતા ન આવડે તો ભાઈશાબ છટકી જાય.

મને આવા ભમરડા બહુ ગમે.

એની આર જોઈને ?

છે જરાય ઠરડાયેલી ?

જોજે—હજુય ફર્યા જ કરે છે. ભાઇશા'બ જાણે ફેરફુદરડી ફરવા લાગ્યા !

# એભલ



ખરો બારવટીઓ તો એભલ. શરીરે સાવ સુકલકડી પણ દોડે ત્યારે તો જાણે તીર છૂટ્યું. નિશાનબાજ તો એવો કે ઊડતા પંખી પાડે! રાજાને લૂંટે, શેઠીઆને લૂંટે પણ બેનોના ઘરેણાં કદી ન ઊતરાવે.

મોટા મોટા શેઠીઆની તિજોરીઓ તોડીને ગામમાં ઢોલ વગડાવે.

એને કોઇની બીક જ નહિ! ઢોલ વગડાવીને આખા ગામનાં છોકરાને ભેગાં કરે.

પછી વ્હેંચે પતાસાં ને પેંડા. છોકરાં રાજી રાજી થઇ જાય અને એભલને દુવા દે.

ગામ આખાની બહેનોને બોલાવી રાસડા લેવરાવે.

દરેકને પોતાની બેન માનીને કાપડું આપે. એક બાજુથી લૂંટ કરે બીજી બાજુથી કાંકરાની માફક પૈસા વેરે.

સાધુને સીધાં આપે અને દુઃખિયાના દુઃખ ટાળે.

દેશમાં એના નામનો ડંકો વાગે.

મોટા મોટા ભડવીર પણ એનું નામ સાંભળી દસ ગાઉ દૂર ભાગે.

ઢોલ પીટીને ગામ ભાંગે, તો ય કોઈ રાજા એને પકડવા ન આવે.

ઢોલ પીટીને રાસડા લેવરાવે.

ઢોલ પીટીને છોકરાં રાજી કરે.

તોય

કોઇ એભલને આંતરી ન શકે.

ખરો બારવટીઓ તો એભલ કે, ચારે દિશામાં એની હાક વાગે.

## સાચો ભક્ત

રાવણ રોળ્યો, લંકા જીતી, અને રામચંદ્રજીએ મોટી સભા ભરી.

સભામાં અંગદ આવ્યો.

વિભીષણ આવ્યો.

જાંબુવાન આવ્યો.

વાંદરા આવ્યા. રીંછ આવ્યા. લક્ષ્મણ આવ્યા. સીતા આવ્યા.

રાજી થઈને રામે સૌને ઈનામ આપ્યાં.

કોઈને રાજ આપ્યું. કોઈને સારી નોકરી આપી. કોઇને માનચાંદ આપી રાજી કર્યા.

છેવટે રહ્યા હનુમાનજી.

રામને થયું 'હનુમાનને શું દેશું ?'

હનુમાનને તો મોટું ઈનામ દેવું જોઈએ.

હનુમાને સીતા શોધ્યાં.

હનુમાને દરિયા ઉપર પુલ બંધાવ્યો.

હનુમાને રાક્ષસ રોળ્યા.

હનુમાને લંકા બાળી.

હનુમાન ન હોત તો લંકા ન જીતાત.

એના વિના સીતા ન મળત.

રામચંદ્રજી તો વિચારમાં પડી ગયા.

તરત સીતાએ રસ્તો કાઢયો.

પોતાને વ્હાલામાં વ્હાલો મોતીનો હાર ડોકમાંથી કાઢી હનુમાનની ડોકમાં પહેરાવ્યો.

રામચંદ્રજી ખુશખુશ થઇ ગયા.

બધા કહે 'હનુમાનને સારું ઈનામ મળ્યું.'

સીતાજીનો હાર !

કેવો ભાગ્યશાળી !

પણ હનુમાને તો માળા ડોકમાંથી કાઢી. કાઢીને તોડી !

લાખ લાખ રૂપિયાનું એકેક મોતી !

દરેક મોતી દાણો દાણો થઇ ગયું !

બધા બોલી ઉઠયા 'હનુમાન આ શું કરો છો ?'

એ તો છે મોતીની માળા.

બહુ કિંમતી છે.

એ માળા તો ડોકમાં પહેરાય આમ તોડી ન નખાય.



હનુમાન કોઈનું સાંભળતા નથી.

એમણે તો દરેક મોતી લીધું હાથમાં. હાથમાંથી દાંતમાં. બે દાંત વચ્ચે મોતી મૂકે. કડ્ડ દઈને મોતી તોડે અને કટકા નાખી દે.

સીતાને થયું "વાંદરાની જાત ખરી ને?" એને આવા મોતીની શી કિંમત? રામ લક્ષ્મણ વિચારમાં પડી ગયા.

હેતથી વાંસે હાથ ફેરવી રામ બોલ્યા. " હનુમાનજી આ શું કરો છો ? ખબર નથી ? આતો સીતાજીની આપેલી માળા છે. એ માળાના આમ કટકા કરાતા હશે ? "

હાથ જોડી હનુમાનજી બોલ્યા “ માફ કરજો ભગવાન. આ માળા મારે ન ખપે. એનાં મોતી લાખ લાખ રૂપિયાનાં ભલે હોય; પણ એમાં ક્યાંય રામનું નામ નથી–રામનામાવનાનું મોતી મારે શું કામનું ? દરેક મોતી તોડું છું અને જોઉં છું “ ક્યાંય રામ નામ છે ? ”

આ સાંભળી સીતાજી હસી પડ્યા.

તેમનાથી બોલી જવાયું “ વાંદરાની જાત ખરી ને ? એને આવા કિંમતી મોતીની પારખ ક્યાંથી હોય ? ” તે બોલ્યા “હનુમાનજી ! રામ નામ તો હોઠે જ હોય. હૈયામાં લખેલું ન હોય. સમજ્યાં ?”

હનુમાનજીએ ડોકું ધુણાવ્યું.

સીતા બોલ્યા. ‘તો દેખાડો જોઇ. તમારા હૈયામાં રામ નામ લખ્યું છે ?’

બધા હેં હેં કરતા જોઈ રહ્યા; અને હનુમાનજી તો થયા ઊભા. રામના પગમાં માથું મૂકી, જોર કરી, છાતી ચીરીને ઊભા રહ્યા.

આખી સભાએ ચીરેલી છાતીમાં રામના કેટલાય નામ વાંચ્યા.

સીતાજી સ્તબ્ધ થયા.

હનુમાનના પગે પડયા. તેમની માફી માગી.

રામચંદ્રે હનુમાનની છાતીએ હાથ ફેરવ્યો.

હનુમાનજી હતા તેવા થઈ ગયા.

રામચંદ્રજીએ આશિષ દીધાઃ–

હનુમાનજી માણસો તમારી પૂજા કરશે.'



'તમારી છાતી વજ્ર થશે.'

'અઠવાડિયામાં એક વાર તમારો.'

'શનિવારે સૌ તમને તેલ ચડાવશે.'

'નિશાળોમાં અરધી રજા રાખશે.'

પાસે ઊભેલા લક્ષ્મણજી બોલી ઉઠયા :—

'આનું નામ સાચો ભક્ત.'



# શિશુ સાહિત્ય માળા

## બાળવર્ગથી ધોરણ ચોથા સુધીનાં બાળકો વાંચી શકે તેવાં શાસ્ત્રીય પદ્ધતિથી લખાયેલાં પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| ૧-૯ | નિસરણી ભા. ૧ થી ૯ | દરેક ભાગની કિંમત | ૦-૨-૦ |
| ૧૦ | વાર્તા મંજરી ભાગ ૧ લો | સોમભાઇ પટેલ | ૦-૩-૦ |
| ૧૧ | કેસરીસિંહ | મોધીબેન | ૦-૨-૦ |
| ૧૨ | આલાખાચર ને બીજી વાતો | ,, | ૦-૩-૬ |
| ૧૩ | રઘુરાજા ને બીજી વાતો | ,, | ૦-૩-૦ |
| ૧૪ | ખારેક ટોપરાં | સોમાભાઇ ભાવસાર | ૦-૨-૦ |
| ૧૫ | નાના હતા ત્યારે | ,, | ૦-૩-૦ |
| ૧૬ | ફરવા જતાં | ઉમિયાશંકર જોષી | ૦-૩-૦ |
| ૧૭ | અમથારામ | સોમાભાઇ ભાવસાર | ૦-૩-૦ |
| ૧૮ | બારોટનાં ઉખાણાં | ગુલાબસિંહ | ૦-૨-૦ |
| ૧૯ | આપણા શ્રમજીવીઓ | મર્યંક | ૦-૨-૦ |
| ૨૦ | પુંડરીકનાં બાલગીતો | પુંડરીક | ૦-૨-૬ |
| ૨૧ | આપણી વનસ્પતિઓ | ગિજુભાઇ | ૦-૨-૦ |
| ૨૨ | ફૂલોની સુગંધ | ,, | ૦-૨-૬ |
| ૨૩ | કેમ રહેવાય? | ,, | ૦-૨-૦ |
| ૨૪ | નવી ઇસપનીતિ | ,, | ૦-૩-૬ |
| ૨૫ | વિઠ્ઠલેશ્વર | વજુભાઈ દવે | ૦-૨-૬ |
| ૨૬ | વાળનું ઝાડ | ઈન્દુભાઇ ભટ્ટ | ૦-૩-૦ |
| ૨૭ | દીવડા | પુંડરીક | ૦-૨-૬ |
| ૨૮ | વાર્તા લહરી | ગિરીશભાઇ | ૦-૩-૦ |
| ૨૯ | રાજમાતા રૂપસુંદરી | ચંદ્રભાઇ ભટ્ટ | ૦-૩-૦ |
| ૩૦ | સાત વારની કથા | ઇન્દુભાઈ ભટ્ટ | ૦-૩-૬ |

જેચંદ તલકશી એન્ડ સન્સ
એમ્પાયર બીલ્ડીંગ, હૉર્નબી રોડ, મુંબઇ